

ખુદા પાક ફરમાવે છે.

તું કહે (ઓ મોહમ્મદ સ. અ. વ. સ.) ખચીત મારી નમાઝ તથા મારી કુરબાની (અથવા હજજની ક્રિયા) તથા મારી જીંદગી તથા મારૂં મોત સઘળા જહાનના પાલનાર અલ્લાહને માટે છે. સૂરા અનઆમ ૬; ૧૬૩.

# આર્યધર્મની કસોટી

રચનાર


મોલવી મોહમ્મદ હુસૈન સાહેબ રાંદેર



છપાવી પ્રસિદ્ધકર્તા. મોહમ્મદ મુખ્ય નકશબંદી.
એડીટર—નુરે ઇસ્લામ
સુથારની પોળ—અમદાવાદ.

સને ૧૩૪૩ હીજરી

આવૃત્તી પહેલી — પ્રત ૧૦૦૦

મનહર પ્રીન્ટ । પ્રેસમાં મોતીલાલ મ[illegible]રામે છાપ્યુ
પાનકોર નાકા—અમદાવાદ.

કીંમત રૂ. ૦-૪-૦.




# શુરૂ ખુદાના નામથી જે મોટો મહેરબાન રહમકર્ત્તા છે.

---

અલ્લાહ પાકની સર્વ સ્તુતિ કરી અને દારૂદ નામહદુદ (અગણિત) તેના સાચા છેવટના પૈગંબર હજરત મોહમ્મદ મુસતફા (સલ) ઉપર મોકલયા બાદ ખાદેમે ઇસલામ મોહમ્મદ હુસૈન બિન હજરત મૌલાના કારી હાફેજ દસમાર્નત્ર શાહેરી અરજ કરે છે કે આ પહેલા મેં **આર્ય ધર્મનુ ખંડન અને ઈસ્લામનુ મંડન** નામની ચોપડી ગુજરાતી ભાષામા છપાવી પ્રગટ કરી હતી પણ હજુ સુધી તેનો જવાબ કોઈ આર્ય સમાજીએ લખ્યો નથી જેમકે તે ચોપડી આર્ય સમાજીઓ સામે ઢાલ તરીકે હતી તેમજ આ ચોપડી પણ છે કે જે તેઓને કયામત સુધી અઉત્તર કરનારી છે "હકવાત હમેશા ઉંચીજ રહે છે નીચી થતી નથી" હવે હુ તમને એઓના ધર્મની હકીકત અન તે બાદ તેઓનાજ ઘડેલા કાયદાઓથી તેઓનોજ ધર્મ કમી બનાવીશ. જેથી વાચનાર વરગની સામે તેઓના ધર્મનુ ખોટાઃ સિદ્ધ થઈ જશે

## આર્ય સમાજ

**આ એક નવો પંથ છે.** જે હિન્દુઓમા આસરે ૫૦-૫૫ વરસથી ઉત્પન્ન થયો છે જેઓ પોતાની ધાર્મિક સભાને **આર્ય સમાજ** નામે ઓળખાવે છે એઓનો સર પ્રસ્ત એટલુજ નહી પણ આ પંથનો સ્થાપનાર એક પંડિત સાહેબ છે જેવણનુ નામ **દયાનંદ** છે

**અને હમો** જે આ પંથને નવો પંથ કહીએ છીએ તેનું કારણ એ છે કે જે જે કાયદા કાનુનો તથા તેઓના બધા વિચારો અને ખેંચનાણથી ( તેની કાંઇ પણ પરવાહ કરવા વગર ) પોતાના મતલબ સિદ્ધ કરવા વેદ વિષે જે તેઓએ નવા અર્થો કહાડયા છે તેને સર્વ રીતે જોતા તેવું કોઇ પણ જુના હિન્દુ ધર્મમા જણાતુ નથી અને કોઇ વેદ વાક્ય કે શાસ્ત્રમા તેવુ કાંઈ નથી પણ ઉંડાણથી જોતા જણાય છે કે દયાનંદ સાહેબે કેટલાક તો જુદા જુદા લોકોના ખ્યાલોનો ખજાનો ભેગો કર્યો અને બાકીનુ છે તે પંડિત સાહેબે પોતાનાજ દિલનો ભાપ ભેગો કર્યો છે. અને તેમા કેટલીક જુદી જુદી વાતો તો એવી પાયા વિનાની છે કે જેમા કોઇ જગ્યાનુ માથુ તો કોઇની ટાંગ લેવામા આવી છે મતલબ કે એવીજ તરેહના અલગ અલગ પુરજા ( ભાગાઓ ) થી આ પંથનું ઢળ તૈયાર કરવામા આવ્યુ છે

આર્ય ધર્મનો પહેલો નગ ( એસુલ ) એ છે કે પરમેશ્વર (ખુદા) ? આત્મા તથા પ્રકૃતિનો ઉત્પન્ન કરનાર નથી પણ આ સર્વ વસ્તુ પરમેશ્વરની જેમ અનાદિ છે એટલે પોતાના હોવામા પોતેજ પરમેશ્વર છે અને પરમેશ્વર તેઓના માનવામા એક એવો માણસ છે કે તેણે પોતાની બહાદુરીથી અથવા તેવાજ કાંઈ સંજોગ બનવાથી બીજી બધી વસ્તુઓ ઉપર હોકુમત ચલાવે છે અને તેઓનોજ આસરો તથ સહારાથી તેની પરમેશ્વરી બનેલી છે અહી તો જો તે વસ્તુઓ હતે નહી તો ફરી તેમા રહેતે શુ ? એટલે આત્મા તથા પ્રકૃતિના નાના નાના ભાગો પોતાના હોવામા અને બાકી રહેવામા પરમેશ્વરથી તદ્દન વગર સંબંધના છે, તે એટલા સુધી કે જો પરમેશ્વરનુ મરણ

માનવામ આવે તો તેઓનુ કાંઈ પણ નુકસાન નથી વાહવાહ ધન્ય તમારી બુદ્ધી ઉપર

**હાલમાં** હિન્દુ સાહેબોના હાથમા જે ચાર વેદો છે કે તેઓ જેઓને (૧) ઋગ્વેદ (૨) યજુર્વેદ (૩) શામવેદ (૪) અથર્વવેદ નામે ઓળખાવે છે અને **તેઓના બીજા નામો રચરેજશ સામન** તથા **અથરૂના** પણ છે તેઓનો ઠીક ઠીક હાલ કાઇ જણાતો નથી કે તે કયા માહેબો ઉપર ઉતર્યા હતા ? કોઇ કહે છે અગ્નિ, વાયુ અને સુર્યને ઇશ્વર પ્રેણા ( ઇલહામ થયા હતા જે તદન અકલ વગરની વાતો છે ) અને કોઇનો આ દાવો છે કે બ્રહ્માના ચાર મુખથી આ ચારે વેદ નીકળ્યા હતા અને વળી કોઇની આ રાય છે કે તે જુદા જુદા ઋષિઓના પોતાનાજ વચનો છે

હવે મજકુર વર્ણનો જોતા કાઇ પણ પતો નહી લાગવાથી તો એવુ મઝજાય છે અને શકા ઉત્પન્ન થાય છે કે શુ ? મજકુર માણસે આ ભુમી ઉપર થયા હશે કે માત્ર ખાલી નામનાજ નામો લેવાયા છે અને વેદોને જોતા તો એવુ સિદ્ધ થાય છે કે આ ત્રીજી બીનાજ ઠીક લાગે છે કારણ કે હાલમા પણ જુદા જુદા મંત્રો ઉપર જુદા જુદા ઋષિઓના નામો લખાયલા મળે છે, અને અર્થવેદ વિષે તો વધુ મેળ ખખેલ કરનાર મોટા પંડિતોએ એવો દાવ કર્યો છે કે તે એક બનાવટી વેદ અથવા બ્રાહ્મણ પુસ્તક છે કે જેને પાછળથી વેદોની માથે મેળવવામા આવ્યો છે

તેમ કેથે વાયુ પાણી વિષે મોનાજાત ( આશીર્વાદ ) લખી છે તો કોઇ જગ્યા આકાશ અને ચંદ્ર તથા સુર્યની સ્તુતિ વર્ણાયલી છે અને કોઇ જગ્યા ઇન્દ્રની મહિમા અને તેવી કેટલીક વાતો તથા તેણેથી અઅનતમાલ માગવામા આવ્યો છે.

હમને પંડિત દયાનંદ સાહેબ ઉપર અફસોસ થાય છે કે જે તેવણે કુરઆન શરીફ વિષે પોતાના કેટલાક પુસ્તકો તેમજ વેદ ભાશના ભોમિકામા ખગબમા ખરાબ શબ્દો વાપર્યા છે અને ખુદાની પનાહ ( મઆઝલ્લાહ ) વેદને ખરૂ સોનુ અને ખુદાની કિતાબ કુરઆનને ખોટુ સોનુ લખ્યુ છે અને આ વાહિયાત વાતો જે તેવણે લખી છે તેનુ મુખ કારણ આજ છે કે પંડિતજી ન અરબી જાણતા હતા, ન ફારસી જાણતા હતા અને તેમજ સંસ્કૃત સિવાય બીજી કોઈ પણ બોલી જાણતા ન હતા એટલુ જ નહી પણ ઉર્દુથી પણ તદન અભાગ્ય હતા, તે છતા તેવણ પોતાને મહા વિદ્વાન નો ગુ પણ પરમાત્મા ગણાવતા હતા. જેથી પાછો કાઇ વીચાર બદલ્યાથી પોતેજ મુરખ બન્યા હતા કારણ કે માણસ અજાણ હોવા છતા જાણકારથી વાકેફ નહી થાય અને પોતાને એમ સમજે કે હુ બધુ જાણુ છુ તેથી વધુ મુરખ કોણ હશે ?) અને બીજુ કારણ આ પણ છે કે તેવણની અણસમજ તથા ઇલમનો ભંડોલ નહા હોવા છતા તેવણમા ઇર્ષા (તઅસ્સોબ) થઈ ગયો હતો એટલુ જ નહી પણ તેવણની સમજ પણ કાયદા પ્રમાણે વિદ્યાનો ભંડોલ નહી હોવાથી વહેમોમા પડેલી હતી અને તેથીજ તેવણ સત્ય માર્ગ મેળવવામા લાચાર થયા હતા વળી પાપીને નિર્દોષ અને નિર્દોષને બુરો સમજવુ તથા ખરાને ખોટુ અને ખોટાને ખરૂ ઠેરવવુ તથા ઉલટાને સીધુ સીધાને ઉલટુ જણાવવ તેવણને સામાન્ય રીતે ટેવ પડી ગઈ હતી, કે જે તેવુ તેવણના પુસ્તકોમા અનેક જગ્યાએ જોવામા આવે છે અને એટલાજ કારણે વેદની તે તાવીલો (મતલબો) કે કદી કોઈના સ્વપ્નામા પણ આવી નથી તેવણ કરતા જાય છે અને ફરી તે પાયા વગરની વાતોને છપાવી લોકો પાસે પોતાની દોષ પ્રગટ કરાવે છે જો કે હિન્દુસ્તાનના બધા પંડિતો ખુબો

પાડતા રહે છે કે હમારા વેદોમા ખુદાથી ઐકયતા (તોહીદ) નુ નામો નિશાન નથી અને હમારા બાપ દાદાઓએ એવો અભ્યાસ રાખ્યોજ નહી અને વેદોએ પણ હમને કોઇ જગ્યાએ ઉત્પન્ન થએલાઓની (મખલુકની) પૂજાથી રોકયાજ નથી છતા પાડતજી પોતાના ખિયાલી પલાવ પકાવવાથી વેગળા રહ્યા નથી અને તે સર્વ દેવતાઓ કે જેને વેદમા જુદા જુદા પુજ્ય પાત્ર (મા'બુદ) ઠરાવ્યા છે તેઓને તેવણુ સામટી રીતે એકજ ખુદા ઠેરવવા ચાહે છે

આર્યાઓ હમેશ વદ વેદ કર્યા જાય છે અમારા વેદમા આગગાડી બનાવવાનુ છે તારનુ તોપનુ વર્ણન છે વગેરે દયાનદજીના કહ્યા ઉપરથી ગપાટા મારતા જાય છે પણ વેદમા શુ છે તે જાણવાની કોશીશ કરતા નથી આર્યાઓનો ત્રીજો નિયમ છે કે “વેદ સત્ય વિદ્યાઓનુ પુસ્તક છે એનુ ભણવુ ભણાવવુ અને સાભળવુ સભળાવવુ એ સર્વ આર્યાઓનો પરધર્મ છે” છતા આર્યાઓ દેશી ભાષામા વેદનુ ભાષાતર કરી છપાવતા નથી જો તેમ કરે તો વેદની હકીકત જણાઈ આવે આર્યાઓ જો જરા વિચાર કરી જોશે તો તેઓને ખાત્રી થશે કે વેદમા કઇ નથી. દયાનદજી જે લખે છે તે પોતાના મગજમાથી કાઢે છે અને સસ્કૃતથી અજાણ્યા આર્યા તેને એમ સમજે છે કે દયાનન્દજી જે કહે છે તે વેદમાજ છે પણ તે આટલુ નહી સમજતા કે દયાનદજીએ સત્યાર્થ પ્રકાશ પ્રથમ સમુલ્લાસમા ઇશ્વરના સો નામો ગણ્યા છે તેના પ્રમાણ માટે તેને ઘણી મુસીબત પડી છે કેવળ્ય ઉપનિષદ વગેરે દયાનદે નહી માનેલા પુસ્તકોથી આધાર લેવો પડયો છે જો એ નામો વેદમા હતે અને તે નામો ઈશ્વરને માટેજ છે એવુ વેદથી સિધ્ધ થતે તો આવુ કરવાની જરૂર પડતે નહી.

એવીજ રીતે હરામ હલાલની બહસ વેદમા નથી અને ખુદાનુ કલામ તો લોકોની હિદાયત માટે તેઓના લાભ અને ગેરલાભના બયાન માટેજ થાય છે તો તે નહી હોવાથી તે ખુદાનુ કલામ શાનુ ? તો એમ થયુ કે વેદમા સર્વ કઈ છે પણ માણસની જરૂરતની વસ્તુ હરામ હલાલ તથા ખુદાની જાત સિફાતનો ઇલમ (એટલે તેના ગુણોની વિદ્યા) તે વેદમા નથી

હવે દયાનદજીનો વેદ વિષે કેવો મત હતો તે આર્યાઓની ખાતર અત્રે જણાવુ છુ હુ તો માનુછુ અને તે માનવાના મારી પાસે મજબુત કારણો છે કે, દયાનદજી વેદ વેદ કરતો હતો પણ વેદને આડમા રાખી પોતાનો મત ચલાવતો હતો, તે વેદ માનનાર નહોતો મુસલમાનોમા સર સઇયિદ અહમદ સી એસ આઇ અલીગઢવાળો જેમ કુરઆન કુરઆન કરતો પણ કુરઆનની આડ કરી પોતાનુ મત જાહેર કરતો હતો તેવોજ હાલ દયાનદજીનો હતો અને ઉડા ઉતરી જેશો તો દયાનદજી અને સર સૈયદ અહમદ બને નાસ્તિક હતા લાહોરના સને ૧૮૮૬ ના "ધર્મ જીવન" મા છે કે છેવટમા દયાનદજી કહેતા હતા કે મારો વિશ્વાસ વેદોપર રહ્યો નથી વળી અહમદાબાદના પ્રાર્થના સમાજના વડા ભોલાનાથ સારાભાઇ સાહેબના જીવન ચરિત્રના પૃષ્ટ ૧૧૭–૧૮મા દયાનદજીની તથા ભોળાનાથજીની વાતચીત આવી રતે લખાઇ છે ભોલાનાથે કહ્યુ "સ્વામીજી ? આપ વેદકો ઇશ્વર પ્રણિત બતાનેકા પ્રયત્ન કરતેહો, સો બુદ્ધિમાન લોકકે સામનેતો વ્યર્થ હૈ" એના ઉત્તરમા દયાનદજી કહે છે "એ સબ બાત તો સચહૈ પરતુ ભોલાનાથજી 'એસે સમજાયે સિવાય લોક સબ અપની સગ કૈસે આનેવાલે ? ઔર અપની ગાડી ચલે કૈસી" આ મજમુન

મુબઇના સાંજ વર્તમાનમા છપાયુ હતુ તેના જવાબમા મુબઇના આર્ય પ્રકાશમા છપાયુ હતું કે, દયાનદજી વેદ ફેલાવવામા જાનતોડ કોશીશ કરતા હતા એ જગત જાણીતુ છે, ફરી તે એવી વાત કેમ કરે ? પણ આર્ય પ્રકાશના એડીટરને આટલી ખબર નથી કે પ્રાર્થના સમાજના મત્રી ભોળાનાથજી એક પ્રમાણીક માણસ હતા તેમને જૂઠ બોલવાની શી ગરજ ? વળી તેને આટલી ખબર નથી કે, દયાનદજી હમેશ ચકરડીની માફક ફર્યા કરતો હતો

હવે વેદ વિષે દયાનદીઓએ કેટલીક-**કસોટી** ઘડી છે અને તે કસોટી ઉપર વેદને કસી તેને ઇશ્વરકૃત સાબેત કરવાની કોશીશ કરી છે તેને હુ પણ જરા કસી બતાઉ છુ કારણ કે પડિતદરશાનદજી વગેરે કેટલાક પડિતો એવીજ વાતો લોકોને કહી ધોકો આપે છે, એ કસોટી એઓની ઘડેલી છે એજ કારણથી એ કસોટી વેદમા કે પુરાના કોઇ ગ્રથમા કે કોઈ ૠષિ મુનિના કલામમા બતાવી શકતા નથી જો કોઇ મુસલમાન એઓની ચાલે ચાલે અને ફક્ત એજ કસોટી આર્યાઓ આગળ પેશ કરે કે ઈશ્વરકૃત સાચા પુસ્તક માટે આ જરૂર છે કે તે જે જગ્યા પ્રગટ થયુ હોય ત્યા તે તથા તેના માનનારા જરૂર રહે, કે જેથી તેનુ માન તેની અસલ ભૂમી પર જલવાર્ફલુ રહે અને બીજી આ કે, જેના ઉપર ઈલહાસ થાય તેની ભાશામા થાય કે જેથી તેને સમજે અને લોકોને બોધ આપે પણ વેદ તીબેટમા પ્રથમ પ્રગટ થયુ સત્યાર્થ પૃષ્ટ ૨૧૨ અને તે ત્યા રહ્યુ નથી, તેમ વેદની ભાષા અગ્ન વાયુ વગેરે જાણતા નહોતા સત્યાર્થ પૃ ૧૮૪ અને ફરી અગ્નિ વાયુ વગેરેને ઇશ્વરે વેદોની ભાષા જણાવી હોય એની સાબેતી નથી તો જણાઈ ગયુ કે વેદ ઇશ્વરકૃત

નથી લોકોના બનાવેલા છે તો એનો જવાબ આર્યાઓ પાસે કયો છે ? હવે તેઓની કસોટીને લો અને તેના જવાબની સાથે મેળવો

૧ પ્રેરણા, (ઇલહામ) તે જ્ઞાન છે જે ઇશ્વરના તરફથી કોઇ માણસના દિલમા આવે અને જે જ્ઞાનને તેણે બીજા માણસથી મેળવ્યુ નહીં હોય અને કોઇ પુસ્તક વિગેરેના જોવાથી પણ મેળવ્યુ નહી હોય

૨ ઇશ્વરી પ્રેરણા સૃષ્ટિની આદ (શરૂ)મા થવી જરૂર છે

૩ પ્રેરણામા કોઇ વાત ઇશ્વરના કાયમ કરેલા કાનુનોને વિરૂદ્ધ નહી હોય

૪ તેમા તબઇ અને રૂહાની વિદ્યાનુ બ્યાન હોય જેને માણસ પોતાની અકલ અને બુધ્ધિની રૂએ વગર શીખે આપો–આપ મેળવી શકે નહી

૫ ઇસલામી કિતાબમા કોઈ ખાસ માણસનુ કે અમુક જગ્યાનુ વર્ણન એટલે તેના કિસ્સા નહી હોવા જોઈએ.

૬ ઇલહામ (પ્રેરણા)મા એવી શીખામણ હોવી જોઇએ કે જેથી સઘળાઓનો લાભ હોય અને જે દરેક માણસને લીધે ઘણીજ જરૂર હોય

૭ તે કોઇ ખાસ ટોળા કે ખાસ માણસની તરફદારી કે પક્ષ કરવાથી દૂર હોય સઘળાને માટે એક સરખુ હોય અને ઇનસાફથી ભરપુર હોય

૭ તે કોઇ ખાસ ટોળા કે ખાસ માણસની તરફદારી કે પક્ષ કરવાથી દૂર હોય સઘળાને માટે એક સરખુ હોય અને ઇનસાફથી ભરપુર હોય

૮ તેની સઘળી વાતો હવામી એટલે સર્વકાળ એકસરખી અસર રાખનાર હોય અને કદી તે મનસૂખ, રદ કે નિરૂપયોગી થવી નહી જોઇએ

૯ તેની બાંધણીમા, શબ્દો અને અર્થની ગોઠવણ એવા હોવા જોઇએ કે જે ખોદાની શાનને લાએક હોય અને માણસના રચેલાથી જુદુ પડે

૧૦ તે પોતે સમ્પૂર્ણ હોય અને પોતાના સમ્પૂર્ણતામા બીજાનુ ગરજવાન નહી હોય

૧૧ તેમા મુર્તિપૂજા નહી હોય એટલુજ નહી પણ તેમા ખુદા પરસ્તીની સીખામણ અને બોધ હોય

૧૨ એ સર્વ જાતની વિદ્યાનો ભડાર હોય

આ બાર કસોટી દયાનદજી તથા પડિત દરશનાનદ વગેરેની છે હવે એ કસોટી ઉપર વેદને કસીએ અને જોઇએ તેનો કસ કેવો નીકળે છે એ કસોટી હિન્દુઓની, નથી અને નહી વેદની જાહેરમા ઘણી મહેનતથી પુષ્ટી કરનારાઓની બનાવેલી છે એટલે એમા કોઇ આર્યોને બોલવાની જગ્યા રહેશે નહી અને વદ એ આર્યોઓનુ મુળ ધર્મ છે જ્યારે તે આર્યાઓની માનેલી કસોટીઓ ઉપર કસ નહી આપશે તો આર્યોઓનુ ધમ તદન જડમુળથી ઉખડી જવાનુ. છતા જો એને પકડી રાખશે તો આર્યસમાજના ૪ થા નિયમ ઉપર ચાલનાર થશે નહી અને દશે નિયમ નકામા પડવાના

## પ્રથમ કસોટી વિષે

યજુર્વેદ અ૦ ૫ મ૦ ૧૨ ઓ યોગી આપ યોગના અગોને લેનાર છો, આપનો સ્વભાવ સુખનુ કારણ છે જે યોગને લીધે તમો

૧૨૦૦૯

અનાનતા વગેરેથી છુટા અને ખુશગીએ પોહોચ્યા છે અને સવળા પુગના પુગના અને મોટા મોટા રૂષિ ભૂતકાળના યોગી અને હાલના યોગી લોકોની માફક તદન નચિન્ત, ખુલ્લા દિલવાળા, લાભ, આપનાર, અજ્ઞાનતાના વિરૂધ્ધ, પાકા માર્ગ દર્શક, જીવાત આપનાર, દુન્યા તજવાને સમ્પૂર્ણતાએ પુગાવનાર છે, આ યોગ બળ અને યોગની જે સભાળ કરનાર અને ફેલાવનાર છે, તે તમને પોહોચવે આ યોગ બળને મેળવવા પછી નચિન્તા વગેરેથી ભરેલા આપને માટે આ યોગની બાબતમા સ્વતત્રતા થાઓ અને તમો એ ઉપર જમેલા રહ્યા છો અને તે આપની સભાળ કરે ભાઇ

યજુર્વેદ અ ૫ મ ૧૪ આ યોગ વિદ્યાના ઇચ્છક શિષ્ય! અમો શિક્ષક લોક તારે માટે જે વસ્તુથી પવિત્ર મત્ર વધે તેની માફક નહી ભાગ થઈ શકે તેવી યોગવિદ્યાથી ઉત્પન્ન થયલી દોલતની મજબુતી કરનાર થઈએ જે આ प्रथमा प्रथम विश्ववारा સઘળી તરેહની ખુશી ભોગવવાને લાએક सस्कृति અને નસીહત તથા કાનુન છે सा તે તારે માટે દુન્યામા સુખ આપનાર થાએ. અને અમો લોકોની જે પવિત્ર આગન સઘળી વિદ્યાની દર્શન કરનાર શિક્ષક છે તે સર્વ પ્રથમ તારા મદદગાર થાએ

યજુર્વેદ અ. ૩૪ મ ૪૫ દયાનદી ભાષ્ય પૃષ્ટ ૧૦૬૫ યોગી રૂષિ, વેદ વગેરે જાણનાર ગાડીવાળો જેમ રેનની રસીને પકડે છે તેવી રીતે વિદ્વાનોના માર્ગને સારી રીતે જોઇને મેળવે છે તેવીજ રીતે તમો લોક પણ આપતો ના માર્ગને મેળવો ”

આ ત્રણ મત્રોમાથી પ્રથમના બે મત્રોથી જણાય છે કે, પુગના પુરાના અને મોટા મોટા રૂષિ અને ભૂતકાળના યોગી અને

હાલના એટલે વેદના વખતના યોગી વેદ રચવાના વખતમા હતા. તથા થઈ ગએલા અને શિક્ષકોના શિષ્ય ભણવુ ભણાવવુ સઘળુ હતુ એટલુજ નહી પણ **સંસ્કૃત** નામનો પ્રખ્યાત અને **પ્રથમ વિશ્વવારાથી** ગુણવાચક લક્ષણ પણ હરિત ધરાવતા હતા તેથી શીખી શીખી લોકોએ વેદ બનાવ્યા છે અને ત્રીજા મંત્રથી ખુલ્લુ સિદ્ધ થાય છે, કે વેદ રચવાના વખતમા લોકો પ્રથમના વિદ્વાનોના માર્ગને ગાડી વાળા જેમ અછોડા ઝાલે છે તેમ ઝાલતા હતા અને જોઇ જોઇને ચાલતા હતા, તો તેથી સાભળી સાભળી વેદ બન્યા છે ઇશ્વરી પ્રેરણા નથી, પણ કુરઆન તો ખુદાની વહી પ્રેરણા છે કુરઆનમા છે ' રહમાનેજ કુરઆન શીખવ્યુ છે સુરા રહમાન ૫૫.૧ વળી કહે છે અને આથી પહેલા તું કિતાબ ભણતો નહોતો અને ન તારા જમણા હાથથી તુ લખતો હતો જો એમ હોત તો જૂઠાઓ શક કરતે " સુરા અનકબુત ૨૯,૪૮ વળી કહે છે " અને અલ્લાહે તારા ઉપર કિતાબ અને ડહાપણ ઉતાર્યા " સુરા નિસા ૪,૧૧૧ એ વગર બીજી ઘણી આયતો છે જે દયાનંદજીના વેદના મંત્રની મતલબ કરવાની રીતે નહી પણ અરબી ઉર્દુ ગુજરાતી અને અંગ્રેજી વગેરે તરજુમમા તપાસો એક સરખી રીતે નીકળશે તો સિદ્ધ થયુ કે વેદ લોકોના રચેલા અને કુરઆન અલ્લાહનુ વહી કરેલુ છે

## બીજી કસોટી વિષે.

વેદ દુન્યાની શરૂમા થયુ છે એવુ વેદે કહ્યુ નથી, જે કોઇ એ વાત માનનાર હોય તેના ઉપર ફરજ છે કે વેદથી સિદ્ધ કરે વળી પ્રથમ કસોટી વિષેના વર્ણનમા વેદ મંત્રાથી સિદ્ધ થયુ છે કે ભૂતકાળના યોગી અને વેદના વખતના યોગીઓનો માર્ગ ચાલુ હતો.

શિક્ષણ વિદ્યાઓનુ આપતુ હતુ. તેઓના જ્ઞાનને તેઓના બોધને લોકો ગાડીવાળા જેમ અછોડા પકડી ગખે છે તેમ પકડી ગખતા હતા, તો ફરી દુન્યાની શરૂમા વેદ ક્યા ઉતર્યા વળી યજુર્વ અ ૧૩ મં, ૩૭ દયાનન્દી ભાષ્ય પૃષ્ટ ૧૩૪૨ મા આવી રીતે છે " ઓ જ્ઞાની માણમો ગુજરેલા વખતના બોધ મેળવવા માટે તમો જ્ઞાનીઓથી શીક્ષણ લો ઘોડાઓને દુશ્મનો સાથે ધણી ગ્યો વગેરે સીપાહી સુધ્ધા લડવીયાઓની માફક જોડો નિશ્ચય કરી ગાડીએ એગ્રી ધર્મા ઈન-માફ કર્યા કરે "

યજુર્વેદ અ ૧૧ મ ૫ ભાષ્ય પૃષ્ટ ૯૬૮ મા આવી રીત છે " ઓ યોગશાસ્ત્ર ઇચ્છક લોકો ભૂતકાળના યોગીઓએ જે અસત્ય વાત અને સત્ય ધર્મ પ્રગટ કર્યા છે તે સઘળા કામોથી હુ મોટા ઈશ્વરને પોતાના આત્મામા મેળવા દરૂકુ તમો યોગના આરંભ કરાવનાર અને બોધ આપનાર અને દાનાઓની ચાલ વિધિ પ્રમાણે માર્ગ મળે છે તેવીજ તરેહ તરેહથી તે ઇશ્વર મળે જેવી રીતે સર્વથી ચઢત ઓલાદની માફક છુટથી લેનાર મુક્તિ પામનાર દાના લોક અ-વીનાશી ઈશ્વરમા મળીને સુખના રૂપમા થનાર વરે ( સ્વર્ગ ) મા પહોચે ને તેવીજ રીતે હુ પણ ત્યા પહોચુ "

પ્રથમ મંત્રમા છે કે, વેદના વખતથી આગળ શીક્ષણ મેળવેલા નાના શીખેલા ઘોડા સપાહી અને ગ્યો વગેરે હતા અને તેઓના શીક્ષણને ભુતકાળથી લખ્યુ છે અને બીજા મંત્રના ભૂતકાળના યોગી તેઓને યોગ એકઠો માણસોનુ મુક્તિ મેળવી ઈશ્વરમા મળી જવુ સુખના ઘરોમા પોહોચવુ વર્ણવ્યુ છે, જેથી જણાયુ કે યોગ શાસ્ત્ર યોગ માર્ગ મુક્તિ મેળવવાનો માર્ગ સત્ય વાત વેદમાં નહી પણ તેથી

આગળના વખતના હતા જે લોકોનુ વર્ણન વેદમા છે તો સિદ્ધ થયુ કે વેદ દુન્યાની શરૂથી નથી,

## ત્રીજી કસોટી વિષે.

આ કસોટીનુ પ્રમાણુ કોઇ વેદ મત્રથી આપતે તો તે માનવા યોગ્ય થતે પણુ આર્યાઓનુ માત્ર ભપકો મારવુ છે વળી ઇશ્વરના કાનુનનુ લિષ્ટ વેદમા હોય અથવા આર્યાઓની જાણુમા હોય તો જાહેર કરે કે તે લિષ્ટથી જે વિરૂદ્ધ હોય તેને કાનન કુદરતથી ઉલટુ જાણીએ પણુ જ્યા સુધી તે બનાવાય નહી ત્યાસુધી દયાનંદજીઓ ને કોઇ વસ્તુ વિષે કાનુને કુદરતથી વિરૂધ્ધ કહેવુ યોગ્ય નથી વળી કુદરતના અર્થ શક્તિ, તાકત અને જોર છે અને જેટલો મોટો કાર્ય કારિગર હોય તેટલી તેની શક્તિ તાકત અને જોર વધુ હોય છે અને અલ્લાહ તો સર્વ શક્તિમાન ધણી તાકાતવાળો અત્યન્ત જોરવાળા છે તો તેની કુદરત અનત બેહદ થવી જોઇએ અને જ્યારે તેની કુદરતની હદ નથી તો તે કુદરતની હદ નથી તો તે કુદરતના કાનુનની હદ કેમ હોય ? પણુ હમેશાથી નાસ્તિકો ચમત્કારના નકારમા કાનુને કુદરતને અને નૃષ્ટિક્રમને વિરૂધ્ધ પડવાનો આધાર લ્યા કરે છે તેવીજ રીતે સત્યાર્થ પ્રકાશમા દયાનંદજી હમેશા નકાર કરતો રહ્યા છે અને જો કે કુરઆન શરીફમા તેમ બાઇબલ વગેરેમા ચમત્કારો લખાયા છે તો તેના ખડન માટે ત્રીજી કસોટી રચી છે પણુ તે પોતે સત્યાર્થ પ્રકાશમા રૂગ્વેદાદિ ભાષ્ય ભૂમિકામા અનેક જગ્યા શતપથના દાખલા વાપરે છે તેના કાન્ડ ૧ અ ૮ બ્રહ્મ ૧ કડ ૧–૬ મા એક માછલીનુ મનુજી સાથે વાતચીત કરવાનુ વર્ણન છે એ ચમત્કાર નહી તો શુ છે ? અને એ કયા કાનુને કુદરતને માફક છે ? તે કોઇ આર્યો બયાન

કરનાર છે? ચમત્કારના મુકાબલામા સૃષ્ટિક્રમ વિરૂધ્ધ હોવાનો જે આધાર આર્યા લે છે તેનો લબાણથી જવાબ મો૦ ગુલામ મોહમ્મદ સાહેબે પોતાના સત્યાર્થ પ્રકાશના ખડન નામના પુસ્તકમા લખ્યો છે. હિન્દુઓના માનીતા અનેક પુસ્તકોમા ચમત્કારનુ વર્ણન મળી આવે છે છના દયાનદ નકાર કરતો તેનુ એજ કારણ હતું કે તે નાસ્તિક હતો હવે વેદમા કાનુને કુદરત વિરૂધ્ધ વાતો દયાનદીઓની અકલ પ્રમાણે છે કે નહીં તે તપાસીએ

ઋગ્વેદ મ ૧ સૂક્ત ૨૩ મ ૧૭૪ દેખાતુ નથી ને સૂર્યમા છે અથવા તેની રોશનીમા હરિત ધરાવે છે અથવા જે પાણીનો સાથે સૂર્યનો ગ્રહ (કુન્દ) ચાલે છે તે અમારા અવીનાશી યજ્ઞને સારી રીતે દુરસ્ત કરે છે વળી ઋગ્વેદ મ ૧ સૂ ૯૭ મ ૫ અગ્નિ અમારી દરિદ્ર દૂર કરે છે " યજુર્વેદ અ ૩૮ મ ૬૪ ઓ દોલતવાળી માતા તુ સમજ વગેરે ગુણોવાળી છોકરીને મજબુત કરે છે અને જેવી રીતે સૂર્યને વયુ વધારે છે તેવી રીતે સભા અધ્યક્ષ તમને યોગ્યના વગેરેથી વધરે તમો રાજ્યની બાબતોમા શક્તિ અને જલદીને માટે તેજ સ્વભાવવાળી સ્તુતિને પહોચનારી ખુશીને ઉત્પન્ન કરો " દયાનદી ભાષ્ય યજુર્વેદ ભાગ ૧ પુષ્ટ ૭૦૭ આમલના વગેરે બુટીઓ અને જગલને સભાળનાર પીપલને માટે સવાલ વળી આ પણ તે ભાષ્યમા છે ' વીજળીની જેમ ઝગમગતો, ચમકતો સુનેહરી પતરાવાળો, મોટી શાખવાળો, ખુશસુરત ફળવાળો પીપલદેવ ઉમદા રેમદા ગુણો આપનાર, જગલોનો માલક સર્યની કીરણમા પાણી પહોચાડવી કાનુની સભાળ કરનાર, ઉમદા ગુણવાળો વાદળાને વધારે વાપળા ઘણો ઉચો અને લાબો હોવાથી સૂર્યને લાગે અને આકાશને જમીનને ધારણ કરે "

આવી તરેહના મજમુન વેદમા ઘણા છે જેથી દરેક અકલવાળો સમજી શકે છે કે આ પણ કાનુને કુદરતથી વિરૂધ્ધ છે, વિશેષ કરી સૂર્યમા પાણી થવુ સૂર્યનુ પાણીની સાથે લાગવુ સુર્યને વાયુનુ વધારવુ, પીપળ જગલનો સભાળનાર થવુ, પીપળનુ સૂર્યના કીરણને પાણી પુગાવવુ, તેને કીરણની સભાળ કરવી, વાદળને વધારવુ અને આસમાન જમીનને બનાવવા વળી દોલતવાળી માતાને ઉપરના મત્રમા છોકરો પુકારે છે એથી વેદ સૃષ્ટિની શરૂમા થવુ રદ થાય છે, વળી વેદના ફરમાન પ્રમાણે સ્ત્રી દસ પુરૂષોથી નિયોગ કરી દસ બચ્ચા મેળવે પુરૂષની સ્ત્રા મરાયા પછી બીજી વાર નહી પરણે એ સઘળી વાતો સૃષ્ટિ કર્મ વિરૂધ્ધ છે તો આ ત્રીજી કસોટી પ્રમાણે પણ ઇશ્વરી પ્રેરણા ઠરતા નથી

## ચોથી કસોટી વિધિ

આ કસોટી પણ વેદથી નીકળેલી નથી અને તે વેદમા નબદ બાબતો કે રૂહાની વિષયો છે, હા, આર્યાઓ પોતાના તરફથી ઘડી વેદને નામે કહે એ જુદી વાત છે વેદ શુ કહે છે તે સાભળો,

યજુર્વેદ અ૦ ૨ મ ૩૩ ઉપર દયાનદી ભાષ્ય "જે અવિનાશી રૂપવાળી શકિત (આદિત્ય) ના અદર બહાર આવજા કરનાર, શ્વાસ, જગતને શોધન કરનાર સૂર્ય, વાયુ અને પાણી આ ચાર સુત્રો બાત્રીથી છે, માણસોના મરવા અને જીવવાને માટે વિશેષ કરીને તેજી અથવા રોશની આપે છે

યજુર્વેદ અ ૧૨ મ, ૭૬ ઉપર દયાનદી ભાષ્ય "જે આ સોમલતા વગેરે બુટીઓ જમીન વગેરેથી ત્રણ વર્ષ પ્રથમ ઉત્પન્ન થઇ ચુકી છે અને ઘણીજ લાભકારક છે અને જે વાપરનાર બીમારોના

દેહમા એકસો સાત જન્મો સુધી પોતાની અસર કાયમ રાખે છે અથવા એકસો સાત નમોમા ઉતરી જાય છે હુ તેને જલદી જાણીલઉ ”

પ્રથમ મત્રમા સૂર્ય હવા વીગેરેને શકિત બાઇના છોકરા બયાન કરવા, અને તેની તેજી અને રોશની ઉપર માણસોનુ મોત અને જીન્દગીનો આધાર બતાવવો, અને શ્વાસનો વાયુથી જુદી જાતનુ બનાવવુ એ ઇલ્મે તબઇ (નેચરલ ફીલાસફી)થી વિરૂદ્ધ છે, વળી બીજા મત્રમા ત્રણ વર્ષની જગ્યા 'ત્રીયુગ' શબ્દ છે જેના અર્થ ત્રણ વર્ષ નહી પણ ત્રણ યુગનો થાય છે જેથી સાફ રીતે સિદ્ધ થાય છે કે અજુર્વેદનો રચનાર કલિયુગનો છે જેથી વેદ દુન્યાની શરૂના છે એ દાવો ખોટો પડે છે આ વાતને છુપાવવા દયાનદજીએ ત્રાયુગના અર્થ ત્રણ વર્ષ કર્યો ગમે તે હોય દયાનદજીને જોઇએ તો ત્રણ વર્ષની જગ્યા ત્રણ કલાક લે પણ જમીનથી પહેલ ત્રણ વર્ષ કઇ ભુમી ઉપર તે બુટી ઉગી હતી ? અને એક બુટીની અસર એકસો સાત જન્મ સુધી બાકી રહેવી કયી વિદ્યા પ્રમાણે છે ? આથી જણાય છે કે વેદોમા ગપો પણ છે અને બુદ્ધિ તથા અક્કલની વિરૂદ્ધ વાતો છે આથી જણાય છે કે દયાનદજીના એકરાર પ્રમાણે પણ આ કસોટી પર વેદનો કસ ચઢતો નથી અને ખોટા ઠરે છે વળી એ મત્રમ છે "હુ તેનેજાણીલુ" નો કહેનાર કોણ ? જો ઇશ્વર છે તો તે સર્વજ્ઞ છે તેને એ યોગ્ય નથી અને જો મનુસ છે તો સિધ્ધ થયુ કે વેદ માણસના રચેલા છે વળી વેદના કર્તાએ એકસો સાત જન્મમા અસર કરનારી બુટીનો નકામો લવારો કર્યો એથી તો તેવી દવા વણવતે તો આર્યોને લાભ થતે

## પાચમી કસોટી વિષે.

આ કસોટી પણ દયાનદની તથા તેના ચેલાઓની ઘડેલી છે પત્રને માટે મોકલનારનુ નામ જે પર મોકલાય તેનુ નામ અને કામ એ ત્રણ વસ્તુ હોવી જોઇએ અને પત્રનુ મજમુન આ ત્રણેના હોવાથી માનવાજી ગણાય છે અને આકાશી પુસ્તક તે પણ ખુદા તરફનો પત્ર છે જેથી તેમા પણ એ વસ્તુ હોવી જોઇએ અને પત્રનુ મજમુન આ ત્રણેના હોવાથી માનવાજી ગણાય છે, અને આકાશી પુસ્તક તે પણ ખુદા તરફનો પત્ર છે જેથી તેમા પણ એ વસ્તુ હોવી જોઇએ પણ વેદમા એ કશુ નથી માટે વેદના બચાવાર્થે દયાનદજીએ આ કસોટી ઘડી છે વળી નકાર કરનાર આગળ મજકુર ત્રણે બાબતોના હોવાની જરૂર છે કે જેથી તે ઇલહામ થએલાની ચાલ ચલગત જોઇ તે એ કામને લાયક છે કે નહી તે તપાસી શકે, તો કુરઆનમા વહી કરનાર અલ્લાહ જેના તરફ મોકલાયલુ તે હઝરત મોહમ્મદ (સલ) અને કામ સઘળા વર્ણવ્યા છે અને હઝરતની સત્ય શુભ સ્વભાવ તથા સદ્ગુણ વર્ણાયા છે જેથી તેવણની પેગમ્બરીની લીયાકત પ્રગટ થાય છે પણ વેદમા એમાનુ કશુ નથી

વળી વેદની પુરાણી ટીકા અને તરજુમાને જોતા તપાસતા જણાઇ આવે છે કે વેદમા અગ્નિ વાયુ વગેરે દેવતાઓ અને યમ રાજા તથા યમીજીના અને લુપા મન્દ્રા તથા અગષ્ટ રૂષિની અને પ્રજાપતિ તથા તેની દીકરીની, અને સૂર્ય તથા તેની દીકરીની કહાણી કિસ્સા હસ્તિ ધરાવ છે રગવેદ મડલ ૧૦ સૂક્ત ૧૦ મા યમરાજા અને યમીજી ભાઇ બેહનોનુ સભોગ (જીમા) માટે વાતચીત કરવી છે. રગ મડલ ૧ સૂક્ત ૧૬૪ મત્ર ૩૩ મા વાદળનુ પોતાની દીકરીથી સભોગ

કરવો, સૂર્યનુ પોતાની કુવારી દીકરીઓ સાથે સભોગ કરવો અને તેથી કરણ નામ દીકરો ઉત્પન્ન થવો વર્ણાયા છે અને એવા બીજા નિર્લાજ કિસ્સા વેદમા ઘણા છે જેને લખતા શરમાવુ પડે છે વળી ૩ગ અષ્ટ ૬ અ ૮ વ ૨૧ મ ૧૦મા પેદવ શબ્દ આવેલો છે એ સાયણાચાર્યાની ટીક પ્રમાણે એક રાજાનુ નામ છે. એ વગર બીજા કિસ્સા બીજા માણસોના નામ વેદમા ઘણા છે દયાનદીઓના એકરાર પ્રમાણે આ કસોટી પણ વેદ ઇશ્વર પ્રેરણા ઠરતા નથી

## છઠ્ઠી કસોટી વિષે

આ કસોટીપર વેદને કસવાથી ખરા કસ નીકળતો નથી અને વેદ ખુદાના કલામ ઠરતા નથી નિયોગ જેવુ વર્ણન ઋગવેદાદિ ભાષ્ય ભૂમિકા પ્રષ્ટ ૧૭૦–૧૭૪મા સત્યાર્થ પ્રકાશ પ્રષ્ટ ૧૦૮–૧૧૨મા ઘણા લબાણથી વેદોને આધારે છે જેનો સાર આ છે કે વિધવા પુનર્વિવાહ નહી કરે પણ પારકા દસ પુરૂષોથી દસ છોકરા મેળવે પતિ સફરમા હોય તેની પાસે નહી જતા તેનાજ ઘરમા રહી તેની ધણિયાણી કહેવડાવી પારકા પુરૂષથી કાળુ કરે પતિ દુખ આપનાર હોય તેની પાસેથી તલાક નહી લેતા તેની બાયડી થઈને પારકા પુરૂષથી છોકરા મેળવે અને અસલ પતિના માલનો વારસ ઠરવે, પુરૂષ પોતાનો વશ વધારવા પારકા પુરૂષ પાસે પોતાની સ્ત્રીને મોકલે એમા માણસનો લાભ નથી પણ સર સર બેહયાઇ ધીક્કારવા પાત્ર છે એજ કારણથી દયાનદીઓ એ કાયદો ચાલુ કરતા નથી વળી પુનર્વિવાહ જે તદન લાભકારક છે જેને ચાલુ કરવાની કોશીશમા આર્યાઓ પણ છે એ કામ દયાનદજીના કહેવા પ્રમાણે વેદવિરૂધ્ધ છે સત્યાર્થ પ્રુષ્ટ ૧૦૯ વળી યજ્ઞ દેવયજ્ઞ બ્રહ્મયજ્ઞ, પિતૃયજ્ઞ, વલીવિશ્વ દેવયજ્ઞ અને તિથી

યજ્ઞ એ દયાનંદજીના કહેવા પ્રમાણે વેદ ઉપરથી નીકળેલા છે એમા માણસોનો કશો લાભ નથી ગાવ એ ગાવ દરરોજ લોકો પૂજા માટે જંગલમા સઘળા નીકળે ગામ ખાલી પડે ચોરો લુચ્ચાઓને મજા પડે દરરોજ સાત આનાનો આસરો સાધારણ માણસને કમાવુ મુશકેલ એટલો ખરચ દરરોજ અગ્નિમા હોમવો પડે—નહી હોમે તો શુદ્ર અને આ સઘળા કામો નકામા હોવાથી એના વર્ણનાર વેદો આ કસોટી પ્રમાણે પણ ઇશ્વરી પ્રેરણા ઠરતા નથી

## સાતમી કસોટી વિષે

આ કસોટી પ્રમાણે પણ વેદો ઇશ્વરના ઠરતા નથી કારણ કે તે આર્યોઓના હિમાયત કરે છે અને સર્વને માટે એકસરખા નથી રૂગ્વેદ મ૦ ૧ સૂક્ત ૧૨૧ મ૦ ૯, ૧૦ જે જગ્યા ગાય મારનાર અગણીત હોય, તે જગ્યાથી તે જાલેમોને માર અને બદોબસ્તની સાથે દરેક તરફ પોહોચીને ગાય વગેરે જાનવરોને પોતાના કબજામા રાખ, આ મંત્રના બ્યાનમા દયાનંદજી લખે છે, "ઓ રાજ્ય પુરૂષો જેવી રીતે સૂર્ય વાદળને ટુકડ ટુકડા કરીને પૃથ્વી પર નાખે છે તેમ તું ગાય મારનારઓને મારીને પ્રાણીઓને સુખ પોહોચાવ" તો આ લખાણ પ્રમાણે ગાયની હિમાયતમા મનુષ્ય જાત પોતાના ભાઈઓનુ ખૂન કરવાનો તેઓને મારીને જમીનમા દાટવાનો અસ્થાન (બેમોકા) પક્ષપાત છે અને આ ખોટી તરફદારીમા અન્યાયની આજ્ઞા કરવી છે વળી વેદના નિયોગ પ્રમાણે કોઈના બીજથી જન્મેલો પુત્ર કે જે કોઇ પણ રીતે હકદાર ઠરી શકતો નથી તેને ખરો પુત્ર ઠેરવી પારકા માલનો વારેસ બનાવવો અને પરદેશમા ગયલા કે માદા ધણીપર જબરાઇ કરવી કે તારી બાયડીએ તારી ગેરહાજરીમા તારી મરજી

વિરુદ્ધ તારી એખબારીમા નિયોગ કરી પુત્ર મેળવ્યો છે તે નારોજ પુત્ર કે તેને તુ પોતાના વીર્યથી જન્મેલો માન તેને તારી પરવિરશમા રાખ અને વારેસ ઠેરવ, આમા આમા ખુલ્લી રીતે સ્ત્રીની તરફદારી છે અને ન્યાય વિરુદ્ધ છે છતા એમા ખુબ કામને ઉત્તેજન આપવુ છે- પણ કુરઆન એવા બેજા પક્ષપાતથી નિર્લાજ કામની ઉત્તેજન આપવાથી પવિત્ર છે, માટે એજ ખુદાનુ કલામ છે.

## આઠમી કસોટી વિષે.

વેદમા દીનના કે દુન્યાના કાયદા નથી હા, નિયોગ જેવા બેશરમીના વાત તથા અલ્લાહની નેમતો અનાજ ઘી વગેરે બાળવાની આજ્ઞા છે બાકી જ ગવીઓના ભરવાડના ગીતો છે જેમા કશુ રાખેલુ નથી જે તેમા દરેક તરેહના કાયદા હોત તો દયાનદ જેવા દાવેદાર પોતાના સત્યાર્થ પ્રકાશમા દરેક જગ્યા મનુના કાયદા લખ્યા કરતે નહી વળી આ કસાટી પ્રમાણે વેદ ઈશ્વરી પ્રેરણા ઠરતા નથી તેની અસર સઘળા વખતમા એકસા નથી એટલુજ નહી પણ જ્યા તેની ઉત્પત્તિ ત્યા (તીબેટમા) તેની જરાએ અમર નથી વળી વેદનો ખાસ કાયદો નિયોગનો કોઇ વખતમા ઘણો માનીતો અને જાણીતો હતો પણ મનુ અ૦ ૯ શ્ર્લોક ૬૬, ૬૮મા છે કે નિયોગ હેવાનિયતનુ કામ તથા નિન્દાયુક્ત છે તથા સાધુ લોકો નિયોગની નિન્દા કરે છે " અને હજુ વેદનો નિયોગ આર્યાઓથી ચાલુ કરાતો નથી અને એને એબનુ કામ ગણે છે

કુરઆનમા તેમ બાઇબલ વગેરેમા કેટલાક કાયદા એક મુદ્દત સુધી ચાલુ રાખી ફરી બધ પાડવામા આવેલા તેને માટે આ કસોટી કેરવી છે પણ જેવી રીતે એક બીમારની હાલત તપાસી વૈદ ઐાષધ

આપે છે અને તે બીમારની હાલત બદલાયાથી તે ઔષધમા ફેરફાર કરે છે તેવીજ રીતે અલ્લાહે પોતાની પુર મેહેરથી બંદાઓની હાલત જાણી તેઓના લાયકના હુકમ બદલાતો રહ્યા છે એમા કશો દોશ નથી બીમારની હાલત બદલાયા છતા જે કોઇ હકીમ પોતાનો નુસખો નહી બદલે તો તેના હકીમપણામા એબ છે તેવીજરીતે લોકોની સ્થીતી બદલાયા છતા જો કાયદામા ફેરફાર (નાસખ મનસુખ) ની કરે તો દોષ પાત્ર થવે આ દયાનંદજીનીજ અકલ છે કે તે એકસરખો કાયદો ચાલવાનુ માની દરરોજ બેવારના હોમમા અગર આના માનનો બગચ કરવાની આગ્ના કરે છે અને એ કાયદાને નહી પળનાર આર્યને ગુન્હ ગણે છે

## નવમી કસોટી વિષે.

કારસીમા કહેવત છે કે " દુશમન પણ કદી લાભનુ કારણ થાય છે " તે પ્રમાણે દયાનંદીઓએ આ કસોટી ખાસ ખુદાના કલામ કુરઆનની સાબેતી માટે લખી છે કારણ કે જેની ખુદાની જાત છે વાહેદનુજ કુરઆન છે. માણસના કલામથી એ જુદુ પડે છે અને તેની જાતને લા એકનુજ કુરઆન છે માણસના કલામથી એ જુદુ પડે છે. અને એવા કુરઆનનો દાવો પણ છે કુરઆન સુરા બકરમા છે કે "જે અમે ઉતાર્યુ છે અમારા બંદા (હજરત મોહમદ) પર તેથી તમો જો સન્દેહમા હો તો તેના જેવી એક સુરા લાવો અને ખુદા વગર તમારા મદદગારોને બોલાવો જો તમો સાચા છો " સુરા ૨, ૨૩ એ વિષે તોહફતુલ હિન્દ ગુજરાતી પૃષ્ઠ ૫૦મા લખાયુ છે જે રહેબર કુતોબખાના સાદેકીયામાથી રૂા ૦ ની કીમતે મળે છે માટે વધુ નહી લખતા વેદ વિષે કહુ છુ વેદે કદી એવો દાવો કર્યો નથી કે તેના જેવુ કોઈ બનાવી શકે નહી અથવા તેની ઈબારત માણસોના

ચીત થી નિરાલી છે જો કોઇ આર્યો કે, એવો મત્ર વેદથી દેખાડી
દે ? જ્યારે આખો અથર્વ વેદ ત્રણની સાથે મળી ગયો અને તેની
આગળની બાંધણીથી કોઇ પરખી શક્યુ નહી અને અતે ત્રણના
જેવોજ મનાવા લાગ્યો અને જુઓ તો પુરાના આર્યોના ગ્રથમા કેથે ચાર
ના પતો નથી તો સિદ્ધ થયુ કે જેમ વેદે પોતાના ભાષા નિરાલી
હવાનો માણુસની રચનાથી તેના જુદુ પડવાનો, દાવો કીધો નથી
તેમ અથર્વવેદ નહી હોવા છતા વેદ બનવાથી પણ સિદ્ધ થાય છે.
જે વિશે હુ ઉપર વધુ લખી આવ્યો છુ

વળી વેદ શુ કહે છે તે સાભળો " જેવી રીતે બીજ આપનાર
સાંઢ બળદ ગાયો સાથે સભોગમા પોતાના જોરથી પોહાચે છે તેવી
રીતે પરમેશ્વર સારા ગુણના વરસાદને વરસાવનાર, દોલતવાન, સબળ
અહાનનો બનાવનાર પોતાના બળથી ધર્માત્મા મનુષ્યને પહોચે છે.
ઋગ્વેદ મ મુ૦ મ વળી કહે છે ' જેવીરીતે બાપ પોતાની કુવારી
દીકરીથી સભોગ કરે છે, તેની રીતે સુર્ય પરોઢયામા કિરણો નાખે
છે ૠગ્વેદ મ સુ૦ મ વળી કહે છે સઘળી વિદ્યાઓના જાણકાર
પુરૂષ સ્ત્રી આકાશમા જલ્દીથી ચકર ખાઇને ગીધ પક્ષીના જેમ પોતાની
પસદ કરેલી જગ્યામા પહોચી જાય છે ૠગ્વેદ મ ૧ સુકત ૧૬૮
મત્ર ૪ વળી કહે છે 'જેવી રીતે તરસ્યુ હરણુ દોડીને તલાવ કે નદી
ઉપર પાણી પીએ છે તેની રીતે ઇદ્ર એટલે સુર્ય અમારા વખણાયલા
યજ્ઞનુ પાણી પીએ છે ૠગ્વેદ મ ૧ સુ ૧૬ મ, ૫ વળી કહે છે
" ઓ નકડો તરકીબ જાણનાર રાજા હુ તારી રઇયત અને ફોજના
ગીત ગાનાર છુ * જેવી રીતે એક ધણીને તેની ઘણી બાયડીઓ

* આ મત્રથી જણાય છે કે એનો બનાવનાર કોઇ દુ ખીયારો
માણુસ છે અને વેદ પ્રમાણે એકથી વધુ સ્ત્રી કરવી દુરસ્ત છે

દુખ આપે છે તેવી રીતે મને પડાસીઓ દુખ આપે છે અને જેવી રીતે ઉંદર સુતર કરડી કરડીને ખાય છે તેવી રીતે તે મને શ્રાપ આપે છે ઋગ્વેદ મ૦ ૧ સુ૦ ૧૦૫ મ ૮ આવા મત્રો વેદમા ઘણા છે એથી જાહેર થાય છે કે, વેદોનો બનાવનાર માગી ધર્મ (પારસીઓનો ધર્મ) પાળનાર છે કારણ કે, દીકરીઓથી સભોગ કરનાર તેઓ વગર કોઇ નથી જેથી કરીને તે સામાન્ય રીતે વરસાદ પડવાને અને સુર્યની રોશની આપવાને એ કામની સાથે ઉપમા આપે છે એવા અલકાર નિર્લજ શબ્દો ખુદાના કલામમા થઇ શકતા નથી તો આ કસોટી પ્રમાણે પણ વેદ ખુદાનુ પ્રેરણા કરેલુ નથી

## દશમી કસોટી વિષે.

આ કસોટી પ્રમાણે પણ વેદોનો કસ નીકળતો નથી તેની મતલબ દયાનદ જેવો પોતાના મગજથી કાઢ તો તે કામનો મત્ર રહે નહી તો નકામો દાખલા તરીકે યજુર્વેદ અ ૩૧ મ ૧ એટલે પુરૂષ સુકતના નામથી જે કહેવાય છે તેનો ૧ લો મત્ર 'તે પુરૂષ (એટલે માણસ અથવા પરમેશ્વર) હજાર માથાવાળો હજારો આખો વાળો હજારો પગવળો તે (પુરૂષ) ભુમીને સર્વ તરફની ઘેરીને દસ આગળીવાળો ઠરેલો છે આ મત્રોના અર્થ શબ્દોથી કઈ નીકળતા નથી જેની મરજીમા આવે છે તેમ તે ખેચે છે જેથી સિદ્ધ થાય છે કે વેદ પુર્ણન નથી વળી વેદમા એવા શ્લોકો છે કે જેને લખતા શરમ આવે છે યજુર અ ૨૩ મ ૧૯ નો અર્થ મહીધર ટીકાકાર (વેદની તફસીરમા આવી રીતે કરે છે 'યજમાનની સ્ત્રી યજ્ઞશાળામા સર્વ ઋત્વિજોના દેખાતા ઘોડાની પાસે જઇને સુઈ જાય અને કહે છે

જેથી ગર્ભ ધારણ થાય કે એવુ તારુ વાર્ય છે તેને હુ ખેચીને
. મા નાખુ અને અને તુ તે વીર્યનુ માગમા સ્થાપન કર"
અ૦ ૨૩ મ. ૨ નો અર્થ તે ટીકાકાર કહે છે "યજમાનની
ના નિશ્ન (લિગ) ને પકડીને પોતેજ પોતાની મા મુક
યજુર અ, ૨૩ મ ૨૪ નો અર્થ આવી રીતે કરે છે 'બ્રહ્મા
ાનની સ્ત્રીની મશકરી કરીને કહે છે અરે મહર્ષિ જ્યારે નાગા
પિતાએ પલગ ઉપર ચઢીને નાગા પિતાએ તારી માતાની
પોતાની મુષ્ટિ તુ' .. ને મુકયુ ત્યારે તારી ઉત્પત્તિ થઇ અથવા
ના ને દેખાડીને કહ્યુ કે તારી સાથે હુ ' વળી યજુર અ.
મ ૨૧ નો અર્થ તે એવી રીતે કરે છે ' ને યજમાન ઘોડાને
છે કે હે વીર્ય સેચના કરનાર અશ્વ તું મારી સ્ત્રીની જવા
કરીને તેની મા તારા નો પ્રવેશ કર તે . સ્ત્રીઓનુ જીવન છે
તેમનો ભોગ છે માટે તેને તુ . મા નાખ" આવા મત્રો જે
કમા હોય તે ખુદા તરફના થઇ શકે ? કદી નહી એને એવા
કને કામેન સમ્પુર્ણ કોણ કહી શકે છે ? નિર્લજ વાતે લખવાથી
અધુરૂજ ગણાય મજકુર મત્રો જેવા બીજા મત્રો પણ છે પણ
ત્સ વાતો હુ કેટલી લખુ ?

દયાનદજીએ રૂગ્વેદાદિ ભાષ્ય ભુમિકામા મજકુર મત્રો લખી
છે કે મહિધરના લખેલા અર્થ ખરા નથી ફરી તેણે શતપથ
ાણથી તેના અર્થ લખ્યા છે તેનો જવાબ કે દયાનદએ જે અર્થ
ો છે તેને વેદ મત્રોના શબ્દો સાથે કશો સબધ નથી વળી તે
ાર્થ પ્રકાશ પૃષ્ટ ૧૯૪મા લખે છે કે ધર્માત્માઓ જ્યારે પરમેશ્વરના
પમા સમાધિસ્ત થયા તેથી તે મત્રોના અર્થ જણાયા " તો

એમ થયુ કે મજકુર મત્રોનો અર્થ જાહેરમા શબ્દોને જોતા તો મહિધરજીનોજ ખરો પણ શતપથના રૂષિઓ ધર્માત્માઓએ એ વેદ મત્રોના શબ્દોપર વિચાર કરી જાહેરમા બીભત્સ જોઇ ત્માધિત્ત થયા તો પ્રમાત્મા તરફથી સત્યાર્થ જણાયા અને તે શતપથમા લખાયા તો સિધ્ધ થયુ કે વેદ ઘણુ નાકેસ છે અપુર્ણજ છે પોતાની મતલબ પોતાના શબ્દોથી જાહેર કરતો નથી એટલુજ નહી પણ જાહેરરીતે ગુમરાહ કરનાર બેહકાવનાર છે વળી જે વેદ પોતાનુ નામ પોતે જે પર પ્રકાશ થયો તેનુ નામ પણ જાહેર કરી શક્યો નહી, તે સપૂર્ણ કેમ કરીને થાય ? પણ કુરઆન એવી એબથી પવિત્ર હોવાથી તે ખુદાનુ કલામ છે એમા જરાએ શક નથી

## અગિયારમી કસોટી વિષે.

વેદે આ કસોટી કહી નથી વેદથી આ કસોટી નીકળતી નથી દયાનદીઓ કહે છે કે વેદમા મુર્તિપુજા નથી પણ એટલુ કહેવાથી ચાલી શકતુ નથી મુર્તિપુજા નહી હોય અને દેવતાઓની પૂજા હોય તો ફેર શુ થયો ? વેદમા અગ્નિ ઇદ્ર વગેરેની ઘણી જગ્યા પૂજા છે પણ દયાનદજી અગ્નિ વગેરે જેની પુજા વેદમા છે તેના અર્થ બદલી નાખે છે તો તેથી ખુદા વગર બીજી વસ્તુની પૂજા છૂપી શકતી નથી વળી આર્યાઓની કિતાબોમા યજ્ઞના અર્થમા લખ્યુ છે કે એના ત્રણ અર્થ છે દેવોની પૂજા કરવી, મળીને બેસવું અને દાન કરવુ દયાનદજી ભૂમીકા પૃષ્ટ ૫૧ મા તેત્રીસ દેવતા માને છે અને તેની તેત્રીસ સ્ત્રીઓ છે વેદમા એઓને વણી રીતે ગાવામા આવી છે અને યજ્ઞમા બોલાવવામા આવી છે અને ચમચા ચમચા ઘીમા અને જરા જરાસી મીઠાઇમા અગ્નિ સોવાલ વાયુ સોવાલા કરીને

એઓને નામવાર તેઓની પૂજામા અગ્નિમા નાખવામા આવે છે દયાનંદજીની સંસ્કાર વિધિમા આ સઘળુ છે વળી દયાનંદના ભાષ્ય પૃષ્ટ ૮૨૬ મા યજુર અ ૨૩ મ ૫૩ ઉપર છે "યજ્ઞતગાહા એટલે મીલાપ કરનાર (સંગતી કરનાર) પુજ્ય પદાર્થો છે" વળી યુરોપના સંસ્કૃતના વિદ્વાનો, સનાતનીઓના મોટા મોટા પંડિતો કે જેઓના મુકાબલામા બનાવટી અર્થ કરનાર દયાનંદજીનો ભરોસો થાય નહી તેઓ હાકે પુકારે કહે છે કે ખુદા સિવાય બીજાની પુજા વેદમા છે અને હજારો વર્ષની બુતપરસ્તીની નીશાનીઓ હજી સુધી હસ્તિ ધરાવે છે જે સઘળા પુખ્ત ગવાહી છે કે વેદમા ખુદા સવાય બીજાની પૂજા છે એ વિષે કેટલુક મો૦ ગુલામ મોહમ્મદ સાહેબે પોતાના "સત્યાર્થ પ્રકાશનુ ખંડન" મા તથા નોહફતુલ હિન્દની નોટોમા લખેલુ છે માટે આટલા ઉપરથી ટુંક કરૂ છુ તેઠ આ કસોટી પ્રમાણે વેદ ઇશ્વર પ્રેરણા ઠર્યા નથી અને દયાનંદીઓનીજ કસોટીથી કુરઆન ખુદાનુ કલામ ઠર્યું

## બારમી કસોટી વિષે.

વેદ વિષે એમ કહેવુ કે આ સઘળી વિદ્યાનો અને સઘળા હુનર ઉધોગનો ભંડાર છે તે તેની નિન્દા કરવી છે અને આ કસોટીથી પણ સાબિત થાય છે કે વેદ ખુદાનુ કલામ નથી કારણ કે વેદ સઘળી વિદ્યા તો શુ પણ માણસને દીન દુન્યામા કયા કામ લાભકારક છે તેના બયાન કરવાથી પણ આજીજ છે એક મનુસ્મૃતિ જેટલા કાયદા પણ વેદમા નથી ફકત દેવતાઓ માટેના ગીતો છે. દયાનંદજી માત્ર લોકોને ઠગાવા માટે લખે છે કે તાર, આગગાડી, તોપ વગેરે વસ્તુઓનુ વેદમા વર્ણન છે પણ ખરૂ જોતા વેદમા નથી પણ તે

દયાનંદજીના ભેજામા છે ૠગ્વેદ અષ્ટ ૧ અ ૮ વ ૨૧ મ ૧૦ થી દયાનંદજી તાર વિદ્યાની સાબેતી કરે છે ભૂમીકા પૃષ્ટ ૧૬૨ આ મંત્રના અર્થ સાયણાચાર્યની ટીકા પ્રમાણે આવી રીતે છે "એ અશ્વની તમોએ પેદુ (નામના રાજા) માટે કબુલ કરવા લાએક બહાદુરોથી યુદ્ધમા ફતેહ નહી થઇ શકે તેવા ચમત્કારી કામમા આવેલા ઇન્દ્રના જેવા બહાદુરી કરનાર સફેદ ઘોડાને આપ્યા છે" આથી સાફ જણાય છે કે ટેલીગ્રાફ સાથે આ મંત્રને કશો સંબંધ નથી પણ દયાનંદજીએ આ મંત્રમા શબ્દ **तार** જોઇ ઝટ કહેવા લાગ્યો કે જુઓ વેદથી તારની સાબેતી થાય છે પણ તેણે આટલુ નહી વિચાર્યું કે આ આ જગ્યા **तरुतार** છે જે **तार** નો અર્થ તાર છે તો **तरु** નો શો અર્થ ? અને **तरुतार** એક શબ્દ છે કે બે ? વળી ઇંગ્રેજી ટેલીગ્રાફને સામાન્ય બોલચાલમા હિંદી ઉર્દુ અને ગુજરાતીમા તાર કહે છે, પણ એજ અર્થમા સંસ્કૃતમા પણ તારજ છે અથવા એ શબ્દ સંસ્કૃતજ છે એની સાબીતી શી ? વળી **कौत्स** હકીમ વિદ્વાન થયો છે તે કહેતો હતો કે વેદોના કંઇ અર્થ નથી બ્રાહ્મણોમા જુદા અર્થ થયા છે એની શંકાઓનો જવાબ યાસ્ક મુનિએ આપ્યો છે તો જો વેદમા સઘળી વિદ્યા અને સઘળા હુન્નર ઉદ્યોગ ભરેલા હોત તો યાસ્કમુનિ નિરૂક્તમા તેને જાહેર કરતે અને આગગાડી તાર તોપ વગેરેનો પત્તો તેથી લાગતે અને જુઓ તો કૌત્સના મુકાબલામા એ લખાવાની ઘણી અગત્ય હતી તો સિધ્ધ થયુ કે વેદમા કશુ નથી આ સઘળુ દયાનંદજીના મગજમાથી નીકળતુ હતુ વળી જુઓ કે દયાનંદજીએ એક નકામો દાવો કર્યો છે કે વેદ દુન્યાની શરૂથીજ છે અને વેદના જે મંત્રોથી દયાનંદ તોપ બંદુક અને આગગાડી વગેરે સિધ્ધ કરે છે તે એવી રીતે છે કે, વેદના વખતમા આ વસ્તુ થયલી એમા

કશો શક રહ્યો નથી અને એ વસ્તુઓના કર્તા માણસ હતા જમીન-માથી આપોઆપ નીકળેલા નથી તો એ હુનરો કાઢવાનો ને પ્રમાણે બનાવવાનો અને ચાલુ કરવાનો લાંબો વખત થવો જોઈએ અને તેનુ વર્ણન દયાનન્દજીના કહેવા પ્રમાણે વેદમા છે તો સાથે આ પણ લાગુ પડ્યુ કે વેદ દુન્યાની શરૂનુ નથી આવોજ જાડી બુધ્ધિનો દયાનન્દ હતો કે તેને આ પણ ભાન રહેતુ નહોતુ કે મારી વાત માગજ લખાણથી તુટી જશે ગુરૂકુલ કાગડીના હેડ માસ્તર આત્મારામજીએ ગુપ્ત મજાન કહ્યુ છે કે, "સ્વામીજીનો ભાષ્ય ઈંગ્રેજી લખેલા પઢેલાઓને ફસાવવા માટે છે" વાંચો તા૦ ૨૪ નવેમ્બર સને ૧૯૦૫ ના હીતકારી પેપરનુ પુષ્ટ ૫ કાલમ ૨ આર્ય સમાજમા સેકડે ૯૮ સંસ્કૃત જાણનાર નથી જેથી દયાનન્દજીના ધોકામા ફસી આર્યાઓ વેદ વેદ કર્યા જાય છે

આ સઘળી વાતોને ધ્યાનમા લેતા સિધ્ધ થાય છે કે વેદો ઈશ્વરકૃત નથી અનેક લોકોના રચેલા છે અને આ સઘળી દયાનન્દીઓની ઘડેલી કસોટીઓનો કસ છે હુ ધારૂછુ કે એથીજ સમજુ આર્યો સમજી જશે, અને આ વાતની પણ ખાતરી થશે કે દયાનન્દજી આસ્તિકનો ડોળ ઘાલી વેદ વેદ કરતો પણ ખરૂ જોતા તે નાસ્તિકજ હતો જેથી તે આવી નિર્બળ વાતોથી લોકોને ધોકામા નાખતો

વેદના ઈલહામ વિષેનુ ખંડન જો કોઈને વધારે જાણવુ હોય તો મૌલવી અબુરહમત હસન સાહેબની મેઅયારૂલ ઈલહામ તથા તહકીકુલ ઇલહામ તથા મવલવી સનાઉલ્લાહ સાહેબની ઇલહામી કીતાબ તથા તહસીલ દેહરીઆનો વા વિવાદ વાંચો, અને ઈન્સાફથી વાચનારને તો આ મારૂ ટુંક લખાણ પણ બસ છે, દયાનન્દીઓ સમજો વિચારો કે

વેદોઉપર કેવા કેવા હુમલા થયા છે બ્રહ્માજીનાજ વખતમા શખાસુર દૈત્ય ચારે વેદ ચોરી ગયો અને સમુદ્રમા સતાડયા જેથી ઇશ્વર અવતાર લેવો પડયો અને સમુદ્રથી તેને કાઢયા ફરી પાન્મીઓનો દે ચાલ્યો વેદ જતા ગયા ફરી ગોતમયોનો ચક્ર ચાલ્યો ફરી જૈનોનુ અને બીજાઓનો તેઓએ વેદોને સારી રીતે નાશ કર્યા બાબ (સત્યાર્થ પ્રકાશ) શરૂમા ઋગ્વેદના ૨૧ પુસ્તક, યજુર્વેદના ૧૦ સામવેદના ૧૦૦૦ અને અથર્વવેદના ૯ મળી ૧૧૩૧ પુસ્તક હતા તેમાથી હાલ માત્ર ચાર વેદ રહ્યા છે તો બીજાને ઢુંઢવાની ફીકર કરો તે કયા ગયા? યાસ્કમુનિએ નિરૂક્તમા આસરે ત્રણસો વેદના મત્રો પ્રમાણ તરીકે લખ્યા છે તેમાથી આસરે એકસો મત્રનો પતો ચા વેદમા નથી અને તેની ટીકા તેમા છે સત્યાર્થ પ્રકાશ પૃષ્ટ ૨૧૨ માયજુર્વેદ મત્ર છે मनुष्य ऋषयश्चये । ततोमनुष्या अजायन्त ॥ એનો પતે યજુર્વેદમા નથી અથર્વવેદમા એક સુક્ત ' અલ્લાહ સુક્ત " હતુ જેમા હઝરત મોહમ્મદનુ નામ હતુ એ સુક્ત હાલમા નથી વાચસ્પતિ મીશરે પોતાની ડીક્ષનેરી વાચસ્પતિમા એક વખાણ અલ્લાહ શક્તિ લખ્યુ છે જેમા હઝરત મોહમ્મદનુ વખાણ છે તે પણ કોઇ વેદના ભાગમાં હતી કે હાલ વેદમા નથી અને તે શાખાઓની સાથે શુ છે વેદની શાખાઓ માટે દયાનંદજી સત્યાર્થ પ્રકાશ પૃષ્ટ ૧૯૫ મા લખે છે કે એકના સત્તાવીશ છે પણ બીજી જગ્યા સત્યાર્થ પ્રકાશમા વેદની શાખા તેણે ૧૧૨૭ લખી છે એવીજ રીતે ઋગ્વેદાદિ ભાષ્ય ભૂમીકામા પણ ૧૧૨૭ લખી છે ઘણુ દયાનંદજીએ મોટા ભાષ્યમા ૧૧૩૧ લખ્યા છે, એ શાખાઓની ઢુંઢ કરવી જોઇએ

## ગ્રંથ સમાપ્તિ.

# આર્ય સમાજીઓથી કેટલાક સવાલો.

(૧) ઇલહામ (પ્રેરણા) નો અર્થ વેદથી ક્હાડી આપો (૨) પ્રેરણાના કેટલા ભાગો થઈ શકે છે તે વેદથી ક્હાડી આપો (૩) તેમા વેદ કયા ભાગમાથી છે તે વેદથી સિધ્ધ કરી આપો (૪) ચારો વેદ કોના કોના ઉપર ઉતર્યા અથવા પ્રેરણા થયા હતા તે વેદોથી બતલાવો (૫) વેદે દુન્યાની શુરૂ ઉત્પન્ન પછી પ્રેરણા થવાનો નકાર કર્યો હોય તેવુ વેદથી બતલાવી આપો (૬) પ્રેરણા થયલા વિષે શુ શુ ગુણોનુ અગત્યનુ છે તે વેદથી બતલાવો (૭) વેદના પ્રેરણા થયલા કેવા પ્રકારના હતા તેઓની ઝિંદગીનો એહવાલ શુ હતો વેદથી અથવા કોઈ માનબર ઇતેહાસથી સાબેત કરી બતલાવો (૮) કોઇ પણ વેદના માત્રથી બતલાવી આપો કે પ્રેરણા પુસ્તકમા ગુજરેલા કાળના કિસ્સા નહી હોવા જોઇએ (૯) કોઇ પણ વેદના મંત્રોના અર્થથી એમ સિધ્ધ કરી આપો કે વેદ દુન્યાની શુરૂથીજ છે (૧૦) બધા મનુષ્યની જરૂરી કામ કાજો માટે ચારો વેદો કાફી છે અથવા દરેક જુદા જુદા પણ બસ થઈ રહેશે તે બતાઓ (૧૧) જો અલગ અલગ—જુદા જુદા પણ બસ છે ત્યારે ચાર શા માટે બન્યા અને જો કાફી તથા બસ નથી ત્યારે તો ગટ સિધ્ધ થઇ જશે

લી. મોહમ્મદ હુસૈન રાંદેરી.

# જાહેર ખબર.

ઇસ્લામની બેહેતરી ચાહનાર, સચ્ચાઇનો મદદગ ઘણીજ નમ્રતાથી અને ચોખવટથી આર્ય ધર્મનુ ખં કરનાર, મુસલમાન ભાઇયોને મઝહબી, સંસારિક, ઇ અખલાકી શિક્ષણ અત્યંત સાદી ભાષામા આ ગાર અતિ દિલપસંદ, મોજીલા અને ભાષાની ખૂબી ધરાવ. ર અશાર વાચક વર્ગના મનને રંજન પમાડવા રજુ કરનાર ગુજર. અક્ષરો સાથે ઉર્દુ અને ગુજરાતી ભાષામા.

# નૂરે ઈસ્લામ

માસિક દરેક ઇસ્લામી મહીનાના પહેલા અઠવાડીયામ પ્રગટ થાય છે ઇસ્લામની દાઝ હેયે ધરાવનારા દરેક મુસલ માને તરતજ ગ્રાહક થઈ ઇસ્લામી માસિકને મદદ આપવ સાથે સવાબે દારેન હાસિલ કરવો જોઇયે

કાગળ, છપાઈ અતિ સુદર ટાઇટલ પેજ પણ અતિ મનોહર અને ભપકાદાર છે

લવાજમ એક વર્ષ .દે

હિંદમા રૂ ૩-૮-૦ હિંદ બહાર શીલીંગ ૬

નમુનો રૂ ૦-૫-૦

" નુરે ઇસ્લામ " ઓફીસ ઠે મુઇગગની પોળ-અમદાવાદ.